શ્રી શક્તિનો અંશાવતાર.

# અંબકુમારી.

નાટકનો સંક્ષિપ્ત સાર અને ગાયનો.

શ્રી વાંકાનેર આર્ય હિતવર્ધક ના. કં. માટે

લેખક,

વલ્લભદાસ વાઘજીભાઈ પટેલ. (મોહટા નીચારી)

છપાવી પ્રસિદ્ધ કરનાર,

ત્રંબકલાલ દેવશંકર-રાવળ.

માલીક-શ્રી વાંકાનેર આર્ય હિતવર્ધક નાટક કંપની

મહારાજા થીએટર—વડોદરા.



આવૃત્તિ ૩ જી. પ્રત ૨૦૦૦

વિક્રમાર્ક ૧૯૭૫ ]  [ ઈ. સ. ૧૯૨૦

મુલ્ય બે આના.







સુરત—શીનડચોકમાં આવેલા "દેશી મિત્ર" પ્રેસમાં મગનલાલ
બનારસીદાસે છાપ્યાં.

# બ્રહ્મકુમારી નાટકનાં મુખ્ય પાત્રો.



## પુરૂષ વર્ગ.

જયસિંહ—ચાંપાનેરનો રાજા.

ગુણાઢ્ય—તેનો નેક પ્રધાન.

બહાદુરસિંહ—રાજ્યનો બહાદાર સેનાધ્યક્ષ.

રમણચંદ્ર—અશ્વપરીક્ષક.

વિનયચંદ્ર—ખજાનચી

ગુલાબસિંહ—કોટવાળ.

શંભુ—જમાદાર.

મહમદબેગડો—ગુજરાતનો બાદશાહ.

## સ્ત્રી વર્ગ.

મહાકાળી—આદ્યશક્તિ.

બ્રહ્મકુમારી—શક્તિનો અંશાવતાર.

મલ્લીકા—જયસિંહની રાણી.

અલકનંદા—રમણચંદ્રની સહોદર ભગીનીને વિનયચંદ્રની ધર્મપત્નિ.

નવીકાકી—શંભુની નવીકાકી.

નવરંગા—કોટવાળની પુત્રી ને શંભુની સ્ત્રી.

તે શિવાય દૈવી વ્યકતીઓ, ચોપદાર, સેનાપતી, હાપેશાબર, વજીર, પ્રજાવર્ગ દાસ દાસીઓ કંચનીઓ વિગેરે વિગેરે.

સ્થળ—ચાંપાનેર અને તેની આસપાસનું જંગલ તથા અમદાવાદ.

# બ્રહ્મકુમારી.

## નાટકનો સંક્ષીપ્ત સાર.

### અંક ૧ લો.

વાદળમાં દૈવી વ્યક્તીઓએ મહાકાળીનું સ્તવન કરવું. આધશક્તિનું પ્રગટ થવું. બાદ અંશાવતાર લેવા માટે દેવીઓ સાથે મહાકાળીનો વાદવિવાદ **यद भाग्यम विधीना ललाट लीखितम दैवश्य कीम दोशानम:** એ સત્ય છે. સીન ટ્રાન્સર

**પ્રવેશ ૧ લો**—આબેહુબ મહાકાળીનું ભવ્ય મંદીર રાજા જયસિંહની ભક્તિ. નવરાત્રીનો માંગળીક પ્રસંગ હોવાથી પોતાની સહચરીઓ સાથે મહાકાળીના મંદીરમાં બ્રહ્મકુમારીએ ગરબો ગાવો, જયસિંહનું બ્રહ્મકુમારીપર આશક થવું.

**પ્રવેશ ૨ જો**—ભર જોબનમાં આવેલી શંભુની નવી કાકી વિધવા થએલી હોવાથી કોટવાલ સાથે પ્રેમ જોડવાના વીચાર કરે છે, શંભુનું આવવું નોકરીમાં દાખલ કરવા કોટવાળને કરેલી ફરમાસ નવી કાકીએ શંભુ પાસે જાહેર કરી પોતાને મહીઅર જવું, શંભુને જમાદારનો હુકમ મળવો. કોટવાળનું આવવું. નવી કાકીના વેશમાં શંભુએ કોટવાળના મનોદગાર જાણવા.

**પ્રવેશ ૩ જો**—વીહ્વળ દશામાં જયસિંહ. બ્રહ્મકુમારી મેળવવા માટે રમણચંદ્રને દુર કરવા સારૂ અશ્વ ખરીદવા બહારગામ મોકલવો, ભ્રમીત થએલા રાજા જયસિંહને મલ્લિકાએ બોધ આપવો, પોતાના મનોભાવ જાણવાથી મલ્લિકા પાસે જયસિંહનો ફરેબ. બ્રહ્મચારના કાયદાને અમલમાં મુકવો.

પ્રવેશ ૪ થો—બ્રહ્મકુમારી તથા રમણચંદ્રનું ઉંચ ભાવનામાં પ્રથમ દીગદર્શન.

પ્રવેશ ૫ મો—ચાંપાનેરમાં આવતા જતા જાત્રાળુપર સીપેહસાલારની લુંટ રમણ તથા ભદ્રસિંહના પરાક્રમથી સીપેહસાલારની હાર.

ટેબલો.

પ્રવેશ ૬ ઠો—શંભુને ત્યાં કોટવાળની દીકરી નવરંગાનું આવવું નવી કાકીના વેશમાં શંભુએ નવરંગાને ભેટવું કોટવાલ તથા નવી કાકીના આવવાથી શંભુનું પોકળ પ્રકાશવું.

પ્રવેશ ૭ મો—બગીચામાં અલકનંદા સાથે વિનયચંદ્રનુ પ્રેમ મીલન શંભુ તથા નવરંગા વચે લગનનો એકરાર વ્યભીચારનો કાયદો ભંગ કર્યા બાબત કોટવાળે અલક તથા વિનયચંદ્રને કેદ કરવા.

ટેબલો.

પ્રવેશ ૮ મો—કોટવાળે અલક તથા વિનયચંદ્રને જયસિંહ પાસે રજુ કરવા, દેહાંત દંડની સજા ફરમાવી બંનેને કારાગ્રહમાં મોકલવા. બ્રહ્મકુમારીનું આવવું, નીરદોષને છોડાવવા રાજા પ્રત્યે યાચના. રાજાની પ્રેમ માગણી બ્રહ્મકુમારીનો ઇન્કાર, મહાકાળીથી બ્રહ્મકુમારીના શીયળનો બચાવ. ટેબલો.

પ્રવેશ ૯ મો—વાંઢાનો વીલાપ. નવરંગાને છળવા શંભુના વીચાર.

પ્રવેશ ૧૦ મો—કારાગ્રહમાં અલક તથા વિનયચંદ્ર આમાત્ય ગુણાઢયનું આશ્વાસન જીવન બચાવવાની ગુપ્ત બાતમી. શીન ટ્રાન્સફર.

પ્રવેજ ૧૧ મો—સ્મશાન ભુમી. અલક તથા વિનયચંદ્રને ચીતામાં હોમવા બ્રહ્મકુમારીનો જયસિંહને શ્રાપ. બ્રહ્મકુમારી કેદ, નીરદોશનો બચાવ કરવા ચીતામાંથી મહાકાળીએ વૈરાટ સ્વરૂપ ધારણ કરવું. ટેબલો.

# અંક ૨ જો.

**પ્રવેશ ૧ લો**—મહમદ બેગડાની કચેરી જયસિંહની ખરાબ રાજનીતિથી ચાંપાનેર પર ચઢાઇ કરવા સીપેસાલાર પ્રત્યે મહમદ બેગડાનો હુકમ.

**પ્રવેશ ૨ જો**—અશ્વ ખરીદી રમણચંદ્રનું આવવું, બેરહાજરીમાં બનેલું દરેક વૃતાંત આમાત્ય ગુણાઢયે કહેવું, અલક તથા વિનયચંદ્રને મળવા રમણચંદ્રને અભેદુ પંથનો ચીતાર આપી આમાત્યે જવું, બાદ કોટવાળે આવી મહારાજા તરફથી નીકળેલ રમણચંદ્રને હદપાર થવાનો હુકમ આપવો. વેરવાળવા રમણની ભીષ્મ પ્રતીજ્ઞા.

**પ્રવેશ ૩ જો**—જંગલમાં રહેતાં અલક તથા વિનયચંદ્ર સાથે રમણચંદ્રનો ભેટો અલક તથા વિનયચંદ્રનો હસ્ત મેળાપ કરી બ્રહ્મ-કુમારીને છોડાવવા રમણચંદ્રે પાવાગઢ તરફ જવું.

**પ્રવેશ ૪ થો**—નવીકાકી તથા કોટવાળનો પ્રેમ તોડાવવા ચાલાક શંભુની ચાલાકી હાસ્યનો આબેહુબ ચીતાર.

**પ્રવેસ ૫ મો**—જેલમાં બ્રહ્મકુમારી અને રમણચંદ્રનો ભેટો, બ્રહ્મકુમારીના ઉદ્દેશથી જયસિંહને ઠાર કરવાની રમણે પ્રતીજ્ઞા લઇ ચાલ્યા જવું. બાદ જયસિંહનું આવવું, બ્રહ્મકુમારી પર બળાત્કાર કરવાની તૈયારી. મલ્લીકાએ આવી રાજાને પાપના પંથે નહીં જવાનો બોધ કરવો. મલ્લીકાનો પરાજય કરવા પાપી રાજાની વક્રદ્રષ્ટિ, બ્રહ્મ-કુમારીનું અંતરધ્યાન થવું.

## ટેબલો.

**પ્રવેસ ૬ ઠો**—નવી કાકી તથા કોટવાળના શંભુને ઝેર દેવાના વીચાર, પોતાની વીચીક્ષણ બુદ્ધિથી શંભુએ બન્ને પાસે અનાચાર નહી કરવા માટે પ્રતીજ્ઞા લેવરાવવી.

પ્રવેસ ૭ મો—શયનગ્રહમાં સુતેલા જયસિંહનું ખુન કરવા રમણુચંદ્રનું આવવું. ગુણુાદયથી જયસિંહનો બચાવ. ટેબલો.

પ્રવેસ ૮ મો—નવરંગાને છળવા માટે વધદનો વેશ ધારી શંભુ કોટવાલને ત્યાં જાય છે, પોગળનો પ્રકાશ નવરંગાથી શંભુની હાર.

પ્રવેસ ૯ મો—પોતાના મીત્રની મદદ લેવા સારૂ ભદ્રસિંહ પાસે જયસિંહને ઠાર કરવા માટે રમણુચંદ્રની માગણી, રાજભક્ત ભદ્રસિંહનો ઇનકાર, રમણુચંદ્રનું મહમદ બેગડા પાસે જવું.

પ્રવેસ ૧૦ મો—અલક તથા વિનયચંદ્રને પકડવા કોટવાલનું જંગલમાં આવવું. કોટવાળ અને વિનયચંદ્ર વચ્ચે યુદ્ધ, અલકના શ્રાપથી કોટવાળનું ચક્રમ બનવું, અલક તથા વિનયને પહાડ ઉપરથી ફેંકી દેવાનો પાપાત્મા પતાઇનો હુકમ દૈવી ચમત્કારથી બંનેનો બચાવ.

ટેબલો.



# અંક ત્રીજો.

પ્રવેસ ૧ લો—પાવાગઢના કિલ્લામાં જવાનો ગુપ્ત માર્ગ—સાચવનાર ભદ્રસિંહને કેદ કરી, રમણુચંદ્રના ફરમાનથી શાહના સૈન્ય સાથે વિનયચંદ્રે કિલ્લામાં દાખલ થવું.

પ્રવેસ ૨ જો—શંભુના ત્રાસથી ભક્તાણીનો ડોળ ધારણ કરેલ નવીકાકીના ગુલાબસીંહને મળવાના મનોહ્ગાર. યોગીવેશમાં શંભુની નવીકાકી સાથે મુલાકાત, અનાચારીકાકીનું યોગીવેશમાં રહેલ શંભુ પર આશક પડવું, ચક્રમ કોટવાળનું આવવું, શંભુએ જાહેર થવું. ચક્રમનું જવું. ચાલાક શંભુની ચતુરાઇ, નવીકાકીની ફરેબી જાળ.

**પ્રવેસ ૩ જો**—જયાસંહનો પશ્ચાતાપ. મલ્લિકાનું આશ્વાસન. શાહના સૈન્ય સાથે વિનયચંદ્રનું આવવું. શંભુના હાથથી આમાત્યનું ખુન. જયસિંહ કેદ, મલ્લિકા તથા તેની સહચરીઓનો અગ્નિ પ્રવેશ.

### ટેબલો.

**પ્રવેસ ૪ થો**—બ્રહ્મકુમારીના બોધથી, રમણુચંદ્રનો સન્યસ્ત લેવાનો દ્રઢ વિચાર.

**પ્રવેસ ૫ મો**—યોગી વેશમાં રહેલ શંભુપર નવરંગાનું આશક થવું. નવરંગાની પ્રેમ માગણી, યોગી વેશમાં રહેલ શંભુનો સ્વીકાર, નવી કાકીનું આવવું, વેશધારી યોગીના પ્રેમ માટે નવરંગાને નવી કાકી વચ્ચે તકરાર. શંભુનુ પ્રગટ થવું, નવીકાકીનો પ્રશ્ચાતાપ, પોતાના સ્વહસ્તે શંભુ તથા નવરંગાનો હસ્તમેળાપ કરી નવી કાકીનું યોગીની બની અરણ્ય તરફ ગમન. શંભુ તથા નવરંગાનું વિનયચંદ્ર પાસે જવું.

**પ્રવેસ ૬ થો**—વિનયચંદ્ર તથા અલકનંદાનો પ્રેમ વિનોદ.

**પ્રવેસ ૭ મો**—બ્રહ્મકુમારીના આશિરવચનથી કોટવાળની નિરમળ વૃત્તિ, મહાકાળીની ભક્તિમાં તંલ્લિન બનવા કોટવાળે જંગલમાં જવું. બ્રહ્મકુમારીને રમણુચંદ્રના બોધથી વિનયચંદ્ર તથા અલકનંદા અને શંભુ તથા નવરંગાએ પવનદુર્ગને ત્યાગી અવર સ્થાને જવું.

**પ્રવેસ ૮ મો**—જયસિંહને બ્રહ્મકુમારીનું દર્શન. પુર્વ વૃતાંતનો ખુલાસો. ભદ્રસિંહ તથા જયસિંહનું પરસ્પર મરણુ. મહમદનું આગમન. **સીન ટ્રાન્સફર.**

### ટેબલો.

મહાકાળીના ચરણુમાં બ્રહ્મકુમારી, રમણુચંદ્ર વિગેરે વિગેરે.

**શાન્તિ : શાન્ત ! ! શાન્તિ ! ! !**

॥ શ્રી ગણેશાયનમ ॥

# બ્રહ્મકુમારી.

## નાટકના ગાયનો.

### અંક પહેલો.

સ્તુતી.

દેવીઓ— ૧

વંદે વીશ્વેશ્વરી પ્રથમ શકતી તું મહાકાળી.
જોતી તારી જન મન મહીં પ્રગટી રહી મૈયા....વંદે૦
દાનવનું નીકંદન તુજકરે, થાવા ધારે અવતાર,
નીચ નરાધમને સંહારી, હરતી ભુમીનો ભાર.
લીલા ન્યારી તારી ભીન ભીન સ્વરૂપ વાળી બાળી,
સુદભર અઘહર પાવાવાળી પ્રતીમા.
બે...............લી.................તુજવીના કોઈ નહી,
મા બીર દાળી................વંદે૦

દેવીઓ— ૨

લખેલા જે વીધી વરના લેખ લલાટે લેશ નહી ફરતા
ભુલાવે ભાવી સહુ ભુલખાય
દેવ દાનવ માનવ દુઃખી થાય (૨)

જડેલા કર્મ ન ફીટે કોટી યત્નથી નીયમીત પળે પળતા....ન૦
અગમ નીગમ, જાણે રઘુરાય
છતાં વીધી વશ થઇ વનમાં જાય (૨)
નંદના નંદન જે જગ વંદન પારધી હાથે પરવરતા....ન૦

આશ્રમ૦ તથા સખીઓ— ૩

કેવી રૂડી સુખદાયક દીસે ભુમી આ હરીયાળી
દેવી પ્રતીમા પ્રતાપે સતીધન શીયળ રક્ષક રાજાવડે
છે રૂપાળી..............કેવી૦

સાખી.

જ્યાં નારી પુજાય છે, દેવ વસે તે સ્થાન,
સ્રીનું માન નહી લેશ..................જ્યાં૦
તે થઇ છે શમસ્યાન..............
નારીયો નાથને સેવી રહી છે દીપાવવા ભુમીને
વીજીઆઓ વરવાળી..................કેવી રૂડી૦

આશ્રમકુમારી-સખીઓ— ૪

યાચીએ ભારતની ભુમીની નારીયો.
દેવાંશી શક્તી સ્વરૂપ અમારા આર્યના દેશને દીપાવવા.
ભારતના ભુષણને શોભા દેનારીયો
જળહળતી જયોતી સ્વરૂપ અમારા આર્યના દેશને દીપાવવા.

સાખી.

મહીલ મીઠી નજરથી, હીત નરેશનું થાય;
સત્યવતીના શ્રાપથી, દુ:ખી દેશ ગણાય.

એવી એ સન્નારી માનીશું માતને નમી નમી નીત્ય અમે પુજીશે
અંતરથી ઇચ્છીએ નીરંતર નીરમળ રહી,
ભારતનું જીવન દીપાવીએ દેવી થઇ;
દેવશ દેવી સ્વરૂપ અમારા આર્યના દેશને દીપાવવા.
.... .... .... ....યાચીએ ભારત........

જયસિંહ— ૫

મનહરણી મદમાતી જાતી એ...........(૨)
શશીવદની એ સનમુખ આવી,
રતી રંભાનું જોર.......જમાવી.
મન મહી મનમથ.......જગાવી,
આકુળ વ્યાકુળ અંગ....બનાવી.
ભાન ભુલાવી....ને.......ભરમાવી,
ચંચળ ચપળા....વેશ....ચલાવી.
જ .... તી .... જ .... ર ....હી..........મનહરણી.

નવી કાકી— ૬

અરે ફુલી ફાલી જુવાની વહી જાએ (૨)
હાંરે વહી જાએ, નવ રહેવાયે—અરે૦
પરણેલો મારો સ્વર્ગે પધાર્યો
રહી વીધવા હું સદાએ જનમારો ઝેર થાયે (૨)—અરે૦
શાખો છે પુરો ગુલાબ મધુરો
નીરખ્યો છે આ પ્રેમીલાએ ખટક્યો છે દીલમાહે (૨)
અરે ફુલી ફાલી જુવાની.

શાલુ—　　　　　　　　૭

જુવો જગના ધુતારા, (૨)
પરાયો ચારો ચરવા; (૨)
ઘરમાં ઘુસે હરાયુ ઢોર થઇ તે આના જેવા (૨)
ચોરી કરનાર પોતે, (૨) ચોરને કયાંથી ગોતે; (૨)
શઠ થઇને શેઠ બની જાય. લુચ્ચા આના જેવા (૨)
નવી કાઢી છે નઠારી, (૨) ગુલાબસિંહ વ્યભિચારી (૨)
બન્ને પર પડશે જુના, જોડા બાઇ આના જેવા. (૨)
—જુઓ જગના૦

જયસિંહ—　　　　　　　　૮

દીલદાર હેને દીદાર હોય જાન મારો જાયે,
જાન મારો જાય તારા વિના ના રહેવાય.
તુંજ રૂપમાં રમુ છું દીવાનો થઇ ભમું છું,
બ્રહ્મકુમારી તુજને મળવાને મનડું થાયે.
આજ રાજ્ય સુખ પ્યારૂં લાગે મને અકારૂં,
ધરૂં ધ્યાન એક તારૂં સુખ માન એજ ગાયે.

મલીકા—　　　　　　　　૯

હરો રંક રઇયતના ચાંપો—હરો૦
પ્રજા પીડનારા નીચ નરનાં શીર શીવ શક્તીથી કાપો
અનાચાર આદરનારાને ચરણુ દઇ ભુ પર ચાંપો—હરો૦
રંક શ્રીમંત સૌ સમાન માની ન્યાય નિતી મય આપો
દેવી ભક્તિમાં જીવન ગાળી નામ અજરામર સ્થાપો—હરો૦

બ્રહ્મકુમારી— ૧૦

વનીતા દીલનાં દુઃખડાં વામેરે,
પ્રેમી વર પામે..........પ્રમીલા પ્રેમી વર પામે.
પ્રણયની જોડી જગમાં જામેરે,
પ્રેમી વર પામે.... ....પ્રમીલા પ્રેમી વર પામે.
મળે શાન્તી સ્વામી દરશન થાતાં,
પતી સાથ અનંગ રંગમાં નાતાં;
બેઉ એકમેક–હળીમળી જાતાં.
સંચરતાં સ્વર્ગના ધામેરે .... પ્રેમી વર પામે (૨)

બ્રહ્મકુમારી રમણચંદ્ર—૧૧

પંથીરાજ વેલેરા પધારજો હો
શ્યામ સલુણા સદામને સ્નેહથી સંભાળજો—
રટુ માળા આપની સદૈવ પ્રેમ જાપની
વ્હાલી વીયોગે ધીર ધારજો (૩)
સદા મને૦
દીધેલો પ્રેમ મારો પ્રેમીલા પાળજો
આપજ અંતરના આધાર છો (૩)—સદા૦

શાંભુ–નવરંગા–નવી
કાઠી–કોટવાલ } -૧૨

આતો ભારે ગોટાળો થયોરે બાપલા,
રહી ગઇ મનની માંહ્ય.
થયો ન કોઇનો થાશેરે આપણા,

ઠગો ઠગાને.... ....ખાય. આ૦

હાય હાય ઠગારા હું તો ઠગાઇ,
ભુંગળ વીનાની ભવાઇ;
પુરી ભજવી શંભુભાઇ,
પુત્રીની લાજ લુટાઇ. આ૦
જા જા અહીંથી કમજાત,
આતો ગજબની વાત;
પાકા દલાલ થઇ પુત્રીની લાજને લુટાવો તો
તો લુટાય. આ૦
સાચે સાચી અમે તુજને નવી ઠાકી જાણી,
ઠાકી પાસે દાણુ લેવા આવ્યા હશો દાણી;
મેર પીટયા પાજીયા,
કુટ મારે છાજીયાં હાય તને (૨) હાય (૩)

આંક દાસીઓ— ૧૩

હાં સજની મારી અનુપમ રૂપને અંગે ધરીએ
સુંદરતાથી પીયુનું તનમન હરીએરે—હાં૦
ગુણીયલ નારી જે નર ઘરમાં રૂપ વીનાની ભલે હશે
પતિવૃત પાળીને પ્રીતે વાલમ વરને રીઝવશે—હાં૦
સકળ જગતમાં ઉચ મનાતિ સુંદરીઓ સહુ રૂપ વડે
રંક કુટુંબમાં જન્મી તોયે રૂપ પ્રતાપે ભુપ પડે—હાં૦
શું વખાણો સહીયર મારી રૂપ ખરેખર નીચ અરે
રૂપ ગુમાવે શીર સતીનું રૂપ કંઇકનાં શીયળ હરે—હાં૦

પુછે નવ કોઇ ભાવ ભુંડીઆ કદરૂપી કહી દુર કરે
રૂપ વીનાની જ્યાં ત્યાં ફરતી માન નહી લવલેશ મળે—હાં૦
વશ કરનારી વાલમ વરને પતિવ્રતાના ગુણ વડે,
તરતી રહેજે ભવસીંધુથી પુનર્જન્મ નવ લેવો પડે—હાં૦

આલક-વીનય— ૧૪

મન મોતીને નીભાવશો,
નહિ વ્હેમ વનીતા લાવશો;
પ્રેમ તારમાં ખંતે પરોવી,
અંતે ના તલસાવશો.
હૃદય હારમાં રાખું પ્યારી,
જાવું બલીહારી પીયુ તમ પર વારી;
ચાલો.......................
હાં૦.......ચાલો...........મન મોતીને૦



# અંક બીજો.

દરબારીઓ તથા નાયકાઓ—૧૫

બાદશાહી હરદમ રહેવે કાયમ અય સરવર હમ સરપર
નીશદીન પલછીન ઇસ જહાંમે.... બાદ૦
હોવે મુબારક, હોવે મુબારક, શાહ કે શરપરતાજ....શાહ૦
તાન માનસે બાઓ શ્રામસે ગુનગાન સબ..........શાહ૦

રમણચંદ્ર— ૧૬

ભાસે વ્યથા શુ આ
સર્વદા મનહર વાલી વીજેતાએ ધારી
વીશમ ગતીને શું આ—ભાસે૦
આર્ત નાદો અસહ્ય શ્રવણે થઇ રહ્યા
પળ પળ કકળી ભેરવી માનસુકન દે—ભાસે૦

રમણચંદ્ર— ૧૭

જીવતર થયું હવે આ ઝેર ઝેર,
પ્રગટી રહી.... ....આગ ઉર;
સંહારી નીચ નરવરને લઉં વેર વેર....જીવતર હારી
અનળ રાખથી ચમકતો નહતો,
સચેત કીધો તે ફુક દઇ દહતો;
રોળું હું રીપુને રજમાં.... ....જીવતર૦

અશોક— ૧૮

દીશે જંગલ મંગલ નાથ સાથથી સદાએ
અરસ પરસ પાસે વસવાથી
શીલા પ્રકાશે પારસનાથી
દીપે એકનાથી બીજો સાથી સદા થાએ. દી૦
શશી શોભે છે સુરજનાથી
નીશા દીપે શશી પ્રગટ થવાથી
પડે રંગમાં અંગ રંગ જેવું રંગાએ. દી૦

અલ્હ-વીનય— ૧૯

સાચા સાથી છો સ્વામિ હાસીના શામળારે
મલ્યા સુખ સીન્ધુ આ આનંદી ઇન્દુ મારા
પ્રેમીલા પીયુ પ્રાણ છો રે..........સાચા૦
વિમળનાર સુખદસાર સુંદરી મારી તું પ્યારી
રહયહાર જીગરતાર હારા દીન હું આભારી
મોહનવર છો મારા
શા વચનામૃત તારાં
મીઠાં મીઠાં લાગે સારાં—વાહવાહ ધન્ય છે—વિમળ૦

નવી કાકી— ૨૦

પ્રેમ ઝુલેરે પ્રેમ ઝુલે દીલ ડુલે અણુઝુલે
કોઇ રશીયાના નેણ જોઇ ખુલે.
છબી મનહારી મુજ કાંતી કાંઇ જોઇ લાલ
લાલ મલકેરે કામી મનમાંને મનમાં
ચાલ મારી લટકાળી ભાળી ભટકો—પ્રેમઝુલે. (૨]

નવી-કોટવાલ-શંભુ— ૨૧

મારી મોહનકારી કટારી હું હારી બલીહારી (૨)
પ્રીયે વાહ વાહ
પ્રેમ બાગમાં હરશું ફરશું
મન ગમતાં મોહનજી વરશું
તમને આ છાતી પર ધરશું

રસ સાગર તરણું રસીલી
આ જોબનની મીઠી લેર લઈને
રોજ બંને કરશું—મોહન

અલકુમારી— ૨૨

છાયલડી આવે ને જાયે
વશ વેળા થઇ પલટાએ (૨)—છાયલડી૦
ભર્યો વીખાઇ જાએ વેળાએ મેળો પુર ભરાયે
વાજાં હર્ષનાં વાગે વેળાએ આર્ત નાદો થાએ—છાય૦
સત્તા ધારી બાંધે જેને તે હાથે બંધાએ
વેળા વશ જગ આ દીસે શું વળે અકળાએ-છાયે૦

નવી-કોટ૦-શંભુ— ૨૩

કરી કૂજેતી હાયરે પલીત શેયા પાપ
છોડુના કોટવાલ ગુલાબ પ્યારો હાય
શંભુ કરીશ નહિ બઢ છાપ
હવે કરશો નહી પ્રીતડી છાની નહિ તો કઇશ જડી
અરરરરરર કેમ છુટેરે બાપ
ઢોંગી સાધુડી બની રોજ મોજ માણી
વ્હાલી દીલજાન આપો પ્રેમ લાણી
હવે નથી થાતું ઠીક છોડો ત મેબને પ્રાત
અરરરરરરર કેમ છુટેરે બાપ- કરી૦

નવરંગા— ૨૪

બહાર જોબનના ગુલશનની કેવી ખીલી
પુલેલી ન્યારી પુલવાડી સારી આ માળી વર વીના વીલી
ગુંજે ઘેલા મધુકર ભોળા પ્રેમી તરસ્યાઓ હાં—
કળીઓ મારી શી રૂપાળી છે મુલવાળી કજીઓ કરનારી
વરઘેલી મદવાળી ઘેલાઓ કરનારી જુવાની જો જો મારી

નવરંગા-શંભૂ— ૨૫

કેવો શોધો કીધો તને માર મારી
માર મારી ખાલ મારી આ ઉતારી—કેવો૦
છોડ હાર્યો હાય કહુ પ્રાણુ પડી જાય
ખરી ખોડ તારી આજ મેં સુધારી—કેવો૦
આવી નમેરી નારી ન ભાળી
નીચ તુંથી બીજી નહી કો નઠારી (૨)—કેવો૦
ધુતારી છું ઠગારી છું હુવે આંખથી જોજે ધારી(૨)-કેવા.

આલકુ— ૨૬

મઘમઘતી આ કળીઓ લાવી
મમ હાથે પરોવી હાર કર્યો હઉં પ્રિતમ કંઠે પેરાવી-મ૦
અમુલ્ય મુલ્યનો વખત વીતાવી પુષ્પ સુગંધી સુમાળ બનાવી
વિનય તણી વામા બનવાનું વ્હાલા હૃદયથી વરસાવી-મઘ૦

મલક-વિનય— ૨૭

આવો આશાપું પાતળીયા માળા પુલની
તનમન ધનથી અરે હાં (૨) તનમન ધનથી
ગુંથી મેં મોઘા મુલની—આવો૦
નીરખી તમારી માળા મન મારે છે ઉછાળા
છે લલીત લહેજતદાર હૈયાનો હાર
માનીતી થઇને રહેજે માળ મારા બુલબુલની—આવો૦

# અંક ત્રીજો.

નવીકાકી— ૨૮

રટું હવે જોગીની રટમાળા રે
રટમાળા રે રટમાળા રે
તનમન જોબન કરી સમર્પણ
છોડાવું જોગીનાં સહુ ચાળા રે—રટુ હવે૦

પ્રભાકુમારી-રમણચંદ્ર—૨૯

ભવ સાગર તારણ મહાકાળી,
ભજજો ભાવે નીત્ય ભયહારી;
દેહના પાતક દેશે નીવારી ભવ૦

સાખી

કરૂણાળુ કરૂણા કરી, જગતની તોડી જાળ;
ઉપકારી હું આપનો, દેવી દીનદયાળ.
ભજજો ભાવે.

નવરંગા— ૩૦

અજબ દર્દ આવ્યું, આ દીલડું ડુભાવે;
ડુભાવે શું ભાવે, સતાવે રીબાવે,
પળ પળ એ દીવાની બનાવે ભમાવે.
આંખલડી અંધ કીધી, છાતલડી કોરી લીધી;
તાણી કુશુમ શરમારી, અણુ વીંધી વીંધી.
દર્દીલો દાદ લેવા, જાયે કયાં દર્દ કહેવા;
મનની મનમાં સમાયે, આવાં દુઃખ કેમ સહેવા....ડુભાવે

નવરંગા—શંભુ— ૩૧

પોથી પ્રેમની પઢાવશું રે સાચા સ્નેહી શીરતાજ
થઇ શિષ્ય તમારા આવશું રે લેવા શિક્ષણને કાજ
જુઓ રશીક હૃદયશાળા સ્નેહપાયે ચણી છે
શીખો મદન પાઠ નિત્ય જેમાં અમી ઘણી છે.
હું શિશુવયનો બાળ શીખવાની અણી છે.
પ્રેમી નજર જુઓ આ સદા તમારા ભણી છે
પવિત્ર પ્રેમ પાળવાને વીધી ત્રણ પ્રમાણો
મીઠાં નયન બીજું ચુંબન ત્રીજું મીલન જાણો
એક આ બીજું આ ત્રીજું આ
અરે વાહ (૨)—પોથી૦

અલક— ૩૨

વિનયના પ્રેમે બની ગુલતાન
૧ ભોળી ભમુ ભુલી ભાન

આંખેડલી આ થાતી રાતી
મદન મુકાવે માન—વિનયના૦
મળે કયારે મોહક મુર્તી
કરૂં આ તન કુરબાન—વિનયના૦

અલકુ વિનય— ૩૩

રસીકવર રસની ધનુષ્ય કમાન જરા ધીરેથી ધારો;
કામીની કટાક્ષ કેરૂ બાણુ જરા ધીરેથી મારો..
ચાલાકી જાવા દેજો, રસીલા રસીકા ન વીસારજો;
રમણી રસવેલી સુહાવજો, રસની કયારી સીંચવજો.
તનમન ધન કરૂં અર્પણુ પ્રિયકર,
તરૂણી રમણી સુખણી કરજો;
વાહ અલબેલી........ રસીક૦

શંભુ નવરંગા— ૩૪

નયને લોભાવી. છેલા છેક શું
પ્રીતલડીથી હું તો થઇ ઘેલડી લી૦
કામની કેલી, રે અલબેલી;
પ્રેમે પ્રતીમા, પુરી ભરેલી,
વીંટી રહી વૃક્ષ વેલડી. હુ તો૦
વાણી રશીલી તારી છબીલી (૨)
ઉરે ઉતારૂં રશ રેલડી —હું તો૦

જયસીંહ— ૩૫

મારી નાવડી ઝોકાવી સમુંદરમાં
પળમાં ડુબી જાશે જળમાં રે પડી વીશય વમળમાં
કર્મ યોગે કરી મેં તો વાટ ગ્રહી વાંકી
આંખ છતાં બંધ કરી અંધ બની હાંકી—રે પડી૦

[illegible]કુમારી— ૩૬

સાખી.

કસ્તો હવે શીદ સોચ નર બે બાહુથી બંધન થઇ.
પ્રથમ ના વિચારીયું લવલેશ તે અંતર મહીં.
જે રાજ તારે વશ હતું તે રાજ સત્તા ક્યાં ગઇ,
મહેલ મંદીર માળ છોડી દીનતાને કેમ ગ્રહી,
અરે ઓ પાપ પુજારી.
રાજા અનાદી અંધ અશ્રુ આંખથી સારી (૨)
રડે ટાં જારી આંજારી—
લોભાણો લાજ મુકીને નજર પરનાર પર વાળી (૨)
ક્ષાત્રનો ધર્મ ચુકીને અધમતા ખંતથી પાળી
સત્તામાં શ્રેષ્ટ છે શુરો સતીનો શ્રાપ છે બુરો (૨)
ફસાયો ફંદથી પુરો ઉગરવાની નહી બારી.
અરે ઓ પાપ પુજારી,

# સમાપ્ત.